શ્રી

# વિદ્યાર્થીઓ માટે નાટક

## પહેલાથી સાત ધોરણ સુધીનાં; ભાષણ સાથે.

હોપ રીડર્સની વાંચનમાળામાંથી બોધદાયક વાર્તાઓનાં.

હોપ સીરીઝ અને કિંડર ગાર્ટન પદ્ધતિ મુજબ.

રચી પ્રસિદ્ધ કર્તા.

**જમીરદાર. વાગભારથી ઉમાભારથી સ્વામી.**

સ્થળ, મોજે ઓગણજ તાલુકે દસક્રોઇના.

આવૃત્તી પહેલી,

**અમદાવાદ.**

ધીકાંટે—“**જયન્તિ**” પ્રીન્ટીંગ પ્રેસમાં.

પટેલ. દેશાઇભાઇ હીરાચંદે છાપી.



**સંવત ૧૯૫૯ સને ૧૯૦૩**

# अर्पणपत्रिका.

## ઘણી મેહેરબાન કેળવણી ખાતાના અધિપતિ સાહેબો

હું નીચે સહી કરનાર નમ્ર શેવક પુર્ણ ભાવે પ્રાર્થના સાથે વિનતિ કરૂછું જે-સદરહુ પુસ્તક હાલની રૂઢીને અનુસરીને બાળકોની બુદ્ધિ કેળવવા સારૂ. મારા હિતેચ્છક ઓગણજ સ્કુલના હેડમાસ્તર સાહેબ હરિલાલભાઇ અંબાશંકરભાઇની સમતિ લેઈ બનાવી જાહેર પાડ્યું છે. અને તે આપ સાહેબોને ઘણી નમ્રતા પુર્વક અર્પણ કરૂ છું, તો કૃપા કરી સ્વિકાર કરશોજી; કે જેથી કરીને હું મોટો લાભ પામ્યો એમ સમજીશ.

---

કેળવણી ખાતાના જાણ,
સત્ય તણી વર્તાવો આણ;
સત્ય ખેંચશો જોવા સાર,
સ્નેહ વડે કરશો સ્વિકાર.

નમ્ર શેવક.

વા. જી. સ્વામી.

# પ્રસ્તાવના.

હાલમાં નવાં ધોરણોમાં કિન્ડર ગાર્ટનની રીતે કેટલોક ફેરફાર થએલો છે. તેમાં નાટકોની પણ જરૂર જણાઈ છે. અને એ વાત ખરી પણ છે. તો તે હેતુથી ચાલતી વાંચન માળાઓમાંથી બોધદાયક પાઠોની ચુંટણી કરી, એક નમુના તરીકે આ બુક બનાવી હું કેળવણી ખાતાના શિક્ષકોની સેવામાં મુકું છું. તે જો કે સર્વેને પસંદ પડશે, અને કેળવણી ખાતાના અધિકારી સાહેબોને પણ યથાર્થ માલુમ પડશે અને તેમાં જણાતી ભૂલ સુધારવા ફરમાવશે. તો હું કૃતાર્થ થયો એમ સમજી સર્વેનો આભાર માનીશ. તા. ૧-૧-૧૯૦૩

કર્ત્તા શેવક.

વા. જી. સ્વામી.

શ્રી.

# બાળ વર્ગ. વાળા માટે નાટકનો ખેલ.

પાત્રોમાં... } વાર્તા બીજીના પાઠ ૬૯ ની છોકરોને વાઘ તે વિષે.
.........ગોવાળ બકરાં વાઘ લોકો અને પ્રેક્ષક વર્ગ વગેરે
સ્તુતી.........બાળવર્ગ વાળા તમામ

૧

પ્રભુ હું બાળ આપનો.
ભુલાવ સાથ પાપનો,
તું સત્ય બુદ્ધિ આપજે;
જરૂર દુઃખ કાપજે.

---

(એક બકરાંનો ગોવાળ, અને સાથે બકરાં થનાર છોકરાં બકરાં, પડદામાં ફકત ગોવાળજ જણાય એવા દેખાવથી ફરે તેમાં ગોવાળ સી. સી. સી. કરે; અને બકરાં બેં બે બેં કરે એમ દેખાવ કરવો; પછી )

**ગોવાળ**—અરે? હું બકરાંનો ગોવાળ છું તો પણ આજે હું એક ગંમત કરી લોકોને છેતરૂં. એમ અમથો અમથો મસ્કરીમાં ગંમત કરવા સારૂ ખંતીલ થઇ કહે છે .......

૨

**ગોવાળ**.........ગંમત આજ કરૂં હું એક.
ભોળા લોકને છેતરૂં છેક.
ધાંટા સુણતાં આવે પાસ.
ખેલ રચાવું એવો ખાસ.

---

એમ કરી બુમ એચિંતી એવી પાડી કે-ધાજોરે ધાજો. વાઘ આવ્યો રે વાઘ આવ્યો; ત્યાં બકરાં બેં બેં બેં કરવા મંડી જાય. અને કૃત્રીમ વાઘ પણ ઘુ ઘુ ઘુ કરવા લાગે તે સાંભળી સીમમાંથી લોકો દોડી આવે ને જુએ તો.

( ગોવાળ હસી પડી આંગળી તે લોકો તરફ કરી કહે છે. )

૩

**ગોવાળ**........જુઓ મારૂં કેવું કામ.

લોકો દોડી આવ્યા આમ.

મારા હુકમમાં સૌ લોક

આવ્યા હવે પાડો પોક

---

આવેલા લોકો ઝંખવાણા પડી ઉભા રહે; અને તેના સામું એકી નજરે જોયાં કરે. જાણે કે ઘણું અપમાન આ ગોવાળે કર્યું. એવો દેખાવ થાય. ત્યાં તેમાંનો એક માણસ સર્વે વિચારમાં પડેલા જોઇ કહે છે.

૪

**એક માણસ**........મશ્કરીનું આ કામ છે

સમજાશે નહિં આમ

હવે લુટાશે કો સમે

નબુરી જાશે હામ.

---

પછી ત્યાંથી બધા વેરાઈ જાય છે. ( ફરીથી ખરે ખરો વાઘ આવવાથી )

**ગોવાળ**—લાંબા ઘાંટેથી વાઘ આવ્યોરે વાઘ આવ્યો. ધાવ્યોરે ધાવ્યો; બકરાં પણ બેં બેં અવાજ કરે છે લોકોએ એ બુમ સાંભળી ખરી; પણ પ્રથમની માફક મશ્કરી સમજી કોઈ આવ્યા નહિ.

( ગોવાળ અને બકરાં બોલતાં એકદમ બંધ પડયાં જાણે કે વાઘે મારી નાંખ્યા હોય તેમ. )

એમ થવાથી લોકો માંહો માંહે વાતો કરવા મંડયાં તેમાં એક ડાહ્યો માણસ હતો તેણે વિચાર્યું કે—બકરાં અને પેલો મશ્કરો ગોવાળ બોલતાં બંધ પડયાં છે, માટે રખેને ખરી વાત હોય? ચાલો જોઈએ તો ખરા ત્યાં જઈ જોતાંજ ગોવાળ અને બકરાં તરફ આંગળી કરી ડાહ્યો માણસ કહે છે,

૫

**એકમાણસ**........અરર બાળ તેં આ તે શું કર્યું.
છળ કપટ તણું કામ આદર્યું.
અગમ બાબી જો ન કર્યું હતે
જરૂર જીવ તો તારો ન જતે.

---

૬

**બીજો માણસ**........જૂઠું બોલી જે ઠગે હાંશીથી હરખાય,
દુઃખ દેખે આ રીતીએ પાછળથી પસ્તાય

---

૫

પ્રેક્ષક......માટે હે બાળ તમને કહું છું.
છગી ટાજ કરવા મના કરૂં છું.
એ લક્ષ રાખી મનમાં જો લેશો.
તો તે રીતીથીજ તન સુખ દેશો.

---

**સમાપ્ત.**

---

સદરહું બાળવર્ગને મથાળે જે સ્તુતી કરેલી છે. તેજ સ્તુતી બીજા ધોરણોમાં પણ ગાવાને હરકત નથી. સબબ લંબાણ સ્તુતી મોઢે કરવા ન બની શકે તો સદરહું ટુંકી સ્તુતી કરવી.

**બા. જી. કેશ્રાણી.**

શ્રી

# પેહલી ચોપડીવાળા માટે નાટકનો ખેલ.

## પેહલી ચોપડીના પાઠ ૩૭ નો.

પાત્રોમાં... { ......ડોસો. દીકરો. તેની મા પ્રેક્ષક વર્ગ અને વિદુ-
......શક વગેરે,

પેહેલીવાળા તમામ.........**સ્તુતી**

વાહાલા હું નાથને નમું,
ગવાય ગુંણ તો ગમું,
ભાવિક ભાવ જો ધરૂં;
રમુજી રાસ તો કરૂં.
થીર રહી એ વાતને;
સ્વાધિંન તાત માતને.
મીન જળની પેરે હું રહું;
જીવંતોજ હું ગતી જણી..........વહાલા.

---

૨

**ડોસો**.........અરરર વોય વોય.
**દીકરો**.........પિતા કહો કેમ થાય;
**ડોસો**.........બાઈ સુખી છેજ કાંય,
**દીકરો**.........બોલો ત્યારે કેમ હોય.

ડાસો....... હાંએ ભાઇ પેટ માય.
દીકરો.........છો હું બોલાવુ આંય,

---

૩

ડાસો........અરે છોકરા જોતો તારી;
ગાંડી થઇ છે કે શું બાઇ
આવો મુજને મોહો મૂકી.
અહિંથી તે તો ક્યાં ક્યા ગઇ;

૪

દીકરો........મા મારીતો બહાર ગઇ છે.
મામા મારા માંદા થઇ,
આવ્યા છે દેશાવરથી તે;
તેને તેતા જોવા ગઇ

---

૫

ડાસો........અરે છોકરા રહીજા છાંનો
મામા તારાને શું થાય,
દીકરો........ખબર નથી મારે શું કેહવું.
માટી સમ જાણો સો કાય;

---

૬

ડોસો........જાણું છું આ દુનિયામાંતો.
પ્રથમ વહાલો લાગે ભાઈ,
માટે તેતો ચારજ કરશે:
જા બોલાવી લાવ્યજ અહિં,

---

૭

દીકરો........પિતાજી દિલગિર ન થાઓ, હું જાઉં છું તહીં, (૨
જાઉં છું જાઉં છું જાઉં છું તહીં (૨)—પિતાજી.)
તમે પિતાજી, એ માતા છે મારી (૨)
બોલાવી લાવુ હું પ્રિતે ગ્રહી. (૨)—પિતાજી.

---

૮

× દીકરો........કહું પિતાજી માજી મારી;
તો હું આવ્યો છું આ ઠામ.
હાજર છૈએ દાસ તમારાં;
અમને સોંપો કંઈ પણ કામ,

---

× આ—ગાયન વખતે માનો દેખાવ આપવો પ્રતક્ષ નહિં પણ ફોટોગ્રાફ અગર પુતળી ( કાચ કે માટીની ) કૃતીમ. રજુ રાખવી,

૫

| | |
|---|---|
| પ્રેક્ષક વર્ગ અને વિદુશક વગેરે | ...શાબાશ વહાલા છોકરા. શાબાશ તારી કાય, ( ૨ ) ટેક. શાબાશ છે આધિંનતા; શાબાશ તારી માય. ( ૨ ) શાબાશ વહાલા. |

વૃધ પિતાનું માન રાખ્યું,

હર્ષ સઉને થાય, ( ૨ ) શાબાશ વહાલા,

શાબાશ છે તમ જન્મને

શાબાશ બાંહુ સહાય (૨) શાબાશ વહાલા

**સમાપ્ત.**

# બીજી ચોપડીવાળા માટે નાટકનો ખેલ.

## બીજી ચોપડીના પાઠ ૮૦ નો

પાત્રોમાં: } ...જેઠો હરિઓ દુલ્લભ રખવાળ દુલ્લભનો મિત્ર તથા માર ખાનાર છોકરો અને પ્રેક્ષક તથા વિદુશક વગેરે.

-સ્તુતી......બીજીવાળા તમામ

૧

હરિ હરિ મુખે કરો,
રીઝાવવા ઉરે ધરો,
લાવીને હોંશ સૌ ચહો;
લગીર હિત ઉર લહો.
માનીશ વાત એક તું,
સદાય લાભ લેખ્ય તું;
તદા ગુણો જે સાંભતે,
રહેશે જે હશેજ તે............હરિ હરિ.

---

૨

જેઠો......લે લે દોસ તાલી,
હરિયો...લાવ્ય દોસ વહાલી,
જેઠો......ચાલ્ય ચાલ્ય ઘેર;
હરિયો... જા જા તું મેર.

---

આ પ્રમાણે જેઠો હરિઓ સામા સામી લાત પાડુ ' ૨ આપી તાળીઓ લેતાં વચમાં બીજા એક છોકરાને વાગ્યું તેથી રૈ હે રે

૩

**વાગ્યુછે તેછોકરો**-જા જા ગંપેડાની જાત,
મને મારે છે શું લાત;
જાણી જાણી તારી વાત
હું તો જાતે કહું છું મારી મત તને ( ૨ ) જા જા ગપેડાની.

---

જેઠો અને હરિઓ આ સાંભળી ત્યાંથી બડબડતા બડબડતા દોડી ઘેર જતા રહ્યા અને થોડી વારે જેઠો હરિઆને ઘેર ગયો તેને જોઇ.

૪

**હરિઓ**...મિત્ર આતીસો બસે શું આજ થાયું છે,
**જેઠો**......ફેરીઓ ખાવાને જવા નિકળ્યાં છે.
**હરિઓ**...ચાલ્ય દોસ્ત આજ દોસ્ત કોઈ આવે છે!
**જેઠો**......દુલ્લભાને ફેરીઓ હા બહુજ ભાવે છે,

---

હીંડ ચાલ્યા હીંડ એમ કરી હરખાતા હરખાતા બંને ચાલ્યા, રસ્તામાં દુલ્લભ મળ્યો તેનો હાથ પકડીને જોરાવરી સાથે તેડી જવાનું કરે છે. દુલ્લભ ના કહી કહે છે.

૫

**દુલ્લભ**...ભાઈ મારે ફેરી નથી ખાવી આજ ( ૨ )
સોબતે તમારી મારી જશે આજ લાજ ( ૨ ) ભાઈમારે
**જેઠોઅને હરિઓ**-ચાલ્ય ચાલ્યને ઝુઠેલ શાની કરે વાત ( ૨ )
**અમે શાહુકાર તારા જેવી નથી જાત ( ૨ ) ચાલ્ય ચાલ્ય**

---

એમ કહી તેનો હાથ ઝાલી જોરાવરી કરવથી તે સાથે ગયો. તેઓ સઘળા આંબા વાડીએ ગયા, ત્યાં નઠારા જોડા હરિઆએ થોર ઉખાડી નાંખી આંબા પાસે જઈ કેરીઓ પાડવા માંડી ( આંબાનો દેખાવ કરવો) એવામાં તરતજ રખવાળ આવ્યો, તે રીસ ચઢાવી ગાળો દેતો કહે છે.

૬

**રખવાળ......**અસ્યા લૂચ્ચા તમે ઉભા રહો ચોર; લુટારા તમે ક્યાંથી આવ્યારે;

માર ઝાંખાના ઉખાડી નાંખી થોર; લુટારા૦
ઝાલો ઝાલો એને મારો કોઈ ચોર; લુટારા૦
તડી ધીંગ તડી ધીંગ મારે જોર; લુટારા૦
દુલ્લભને પકડીને કરે કેર. લુટારા૦
થર થર કંપી બોલ્યો અરે ક્યાંનુ વેર; લુટારા૦

દુલ્લભ પકડીને કહેવા લાગ્યો ભાઇ હું કશામાં નથી, મને જવાદે, હવે હું નહિં આવું;
**રખવાળ**—તું નઠારાની સોબતમાં ઝલાયો માટે એમની વલે તેજ તારી વલે એમ કહી જોરથી ઝાલ્યો ત્યાંતો ઘણો નિરાશ થઈ દુલ્લભ એકદમ બોલ્યો,

૭

**દુલ્લભ...**અરે ભાઈ નથી હુંતો ચોર; જવાદે મને શીદ મારેરે,
મેંતો નથી લીધી કેરી કેલ્યા બોર; જવાદે૦
હુંતો ભૂલી આવ્યો મૂરખોની સાથ: જવાદે૦
એમ કહેતામાં તો ભીડી ઝાઝી બાથ; જવાદે૦

રખવાળે બાથ ભીડી ત્યાં દુલ્લભ રડવા લાગ્યો એટલામાં ઘેરથી તેનો મિત્ર ખોળતો ખોળતો ભાળ જડેલી તેથી ત્યાં આવ્યો જુએ છે તો દુલ્લભ રડે છે તેને જોઇ તેપણ દિલગિર થયો અને રખવાળને કાલાવાલા કરી જામીન થઇ કહેવા લાગ્યો કે એ મારો મિત્ર ભુલ્યો હવે જવાદો. એમ કહી.

૮

મિત્ર......અલ્યા મિત્ર દુલ્લવા આજ દયાથી કહુ છું.
લૂચ્ચાસાં ખપવા થકી માર શુ ખાઉ છું.
નવ કરવી એવી પ્રિત એજ હું માગું.
ભાઇ છોડોને મમ મિત્ર દાદ હું ભાખુ;

---

એમ કહી જામીન થઇ વહાલા મિત્ર દુલ્લભને છોડાવ્યો તે દુલ્લભ છુટી ચાલ્યો તે વખતે ઓશીયાળો થઇ કહેવા લાગ્યો. કે—આવા લૂચ્ચા ચોર અને વિશ્વાસઘાતીઓની પ્રીતી કદી કરવીજ નહિં, વળી હું કહુ છુ કે હે ભાઇઓ? જો એવાની પ્રિતી કરશો તો મારા જેવી દશાને પાત્ર થશો. એમ કહી નિરાશ થઇ ચાલ્યો.

**સાખી.**

પ્રેક્ષક કે વિદુશક...નીચી પ્રીતી નવ કરો; દુઃખ જેમાંથી થાય.
લૂચ્ચા જનની સોબતે, સારો ગોદા ખાય,

**સમાપ્ત.**

# ત્રીજી ચોપડીવાળા માટે નાટકનો ખેલ.

## ત્રીજી ચોપડી પાઠ ૬૪ મો અભણ વિષે.

**પાત્રોમાં.........** અભણ. પત્ર વંચાવનાર. પ્રેક્ષક અને વિદૃશક વગેરે.

**સ્તુતી......** ત્રીજીવાળા તમામ

૧

ભાર્ત ભૂમીના પતિ;
ઇષ્ટ દેવ દ્યો મતિ,
સંગતિ સુજ્નણની,
કરાવો કોઇ જાણની,
રખાવો ટેક નાથજી,
માયા તમારે હાથજી.
સ્તવન કરૂં તે ધારશો,
રજુ રહીને તારશો; ભાર્ત.

---

એક મૂર્ખ અભણ માણસ સારાં લૂગડાં પહેરીને જતો હતો તેને જોઈ એક બીજો અભણ; સારાં લુગડાં દેખી દેશાવરથી આવેલો પત્ર વંચાવવા ગયો. અભણ જનારાને નીચે પ્રમાણે કહી આપવા માંડયો.

૨

**વંચાવનારો......** આ પત્ર વાંચજો પ્યારા,
વહાલા હે મિત્રજ મારા.
જોયા કંઇ તમને સારા.
કંઇ મેહેર કરો ભાઇ મારા... આ પત્ર.

---

૩

**અભણ**......જાવું છે મારે ઘેર

જાન અહિંથી તું મેર

અવકાશ નથી લ્યા મારે;

જાવું પડશે કંઇ તારે.

૪

**વંચાવનારો** ...હોય હોય, અરે ભાઇ ભાઇ;

છે કામ ખરેખર મારે; ઉપકાર કરો કંઇ ભારે
આ કાગળ વાંચો પ્યારા, હું જાણું બંધવ સારા;
તમને સોગન છે મારા; મરજીથી નવ રહેશો ન્યારા
કહું હાથ જોડી ભાઈ મારા આ પત્ર વાંચજો પ્યારા-વહાલા૦

૫

અભણ કાગળ લેઇ પહોળો કરી કહે છે.

**અભણ**.. ...અરે રે ભાઇ શ્રી હું નથી ભણ્યો,

ઉદ્દેશ દેખીને સારો શું ગણ્યો?
કેમ ફુટલો આવું વાંચવા.
જેટલુંજ હું કેમ ના ભણ્યો?

૬

કાળ પડવાથી દિલગીર થઈ વંચાવનારો કહે છે.

**વંચાવનારો**......ભઇ ગાભરા આમ શું કરો,

પત્ર વાંચીને ધૈર્ય ના ધરો,

દૂર દેશથી એ પત્ર આવીયો

હું કર્મ કુટની શી વાત લાવીયો;

૭

**અભણ...** અરેરે બાંધવા એમ તો નથી
હું કર્મહીણની તુચ્છ છે મતિ
પત્ર આપનો વાંચુ એટલી
મારી પાસમાં છેજ નહિં ગતિ,

---

૮

**વંચાવનારો...** રૂએ છે રૂએ છે રૂએ છે શું, (૨)
વાહ વાહ એમ છે તો એમાં રૂવે છે શું
મેં તો જાણ્યું કે ખબર માઠી છે. (૨)
જાણ્યું નોતું કે અભણ છે તું (૨) વાહ વાહ.

એવું સાંભળી અભણ શીલા પડી ગયો. અને લાંબો હાથ કરી પત્ર પાછો આપી કહે છે અરેરેરે ધુળ પડી મારા જીવતરમાં કે હું આટલો પત્ર વાંચવા જેટલુંએ ભણ્યો નહિં કે મારૂં આવું અપમાન થયું? અરેરે ભણુતર વગરનું જીવવું એતો ધુળજ છે એમ કહી ચાલ્યો. ત્યાં **વિદૂશક**—વાહ વાહ; ભાઇ તો ચાલ્યા. ઊભા રહો ઊભા; હવે જાઓ છો ક્યાં; એ તો જાણ્યું; લુગડાંનો ભભકો એ પણ જાણ્યો, આ ટલી લવજી કાકાની દીવી તો ઝાલો. કહેવત છે કે ( ભણ્યો ગણ્યો તે નામુ લખે અને વગર ભણ્યો તે દીવો ધરે ) માટે હું ભણ્યો છું અને મારે લખવું છે. માટે તમે કાકા દીવો તો ઝાલો.

**અભણ**—(ઘણો ઓશીયાળો થઇને ) જુઓ ભાઇઓ ? અ-મારી દશા. હું ભણ્યો નહિં માટે મારે આવાં વચનો સાંભળવાં પડે

છે. માટે નહિં ભણે તેની મારા જેવી દશા થશે. વાસ્તે હું હાથ જોડી કહું છું કે સર્વે વિદ્યા સંપાદન કરજો. કે સુખી થશો.

---

૫

પ્રેક્ષક......ભણેલો જગતમાં નથી કોઇ લુટયો,
વિના જે ભણેલો જુઓ કર્મ ફુટયો
કરે કાસીદાં તે દશા હિણુ પોતે
ભુખે નહિ મરે જે ભણેલોજ તો તે.

---

પ્રથમ ભાગ સમાપ્ત.

# ભાગ ૨ જો.

## ચોથી ચોપડી વાળા માટે નાટકનો ખેલ.

### ચોથી ચોપડીના પાઠ ૧૫૯ નો.

પાત્રોમાં }...શીવો. વીઠલ. જોનાર વર્ગ. પ્રેક્ષક અને વિદુશક વગેરે.

સ્તુતી.........ચોથીવાળા તમામ...

૧

ભોમિ પતિ ને હું નમું,
ગીતો ગઇશ તો ગમું;
લાવીને હોંશ જે રમું
લગાર કોને ના દમુ
માની હું ગુણ કામનો
સજ્જન ના સુનામનો
તજુ ન ગુણ કો જતો
રજુ પ્રભુજી રોજ તો.........ભોમિ.

---

શીવો ભોટવો ભરી આવે તે શીવો જોવા માગી હાથમાં લઈ ભોટવા તરફ જોઇ મોં મલકાવી કહે છે.

૨

**વીઠલ**—વાહ, વાહરે માટીની જાત, વાહ વાહ વાહ. (૨)
રાતીને રંગીલી વાહ. વાહ વાહ વાહ (૨) વાહ વાહરે
પછાડીને જોઉ તારૂ આહ આહ આહ (૨) વાહ વાહરે.

---

૩

**શીવો**—અરે મૂરખ નાહાર તેં તો આગ શું કર્યું (૨)
જોવાને માગી બોટવો ને પાપ તેં કર્યું (૨)—અરે.
મૂરખ હવે તો મારી મા મને તો મારશે, (૨)
ભરીને આપ્ય મૂલ્ય નહિં તો મુજને ડારશે (૨)—અરે.

એવું સાંભળી વીઠલ ઉભો થયો અને શીવાને મુકી મારી તેથી તે ગરીબ શીવો રોતો રોતો ઘર તરફ ચાલ્યો ત્યાં.

---

૪

**વીઠલ**—જોયુ મને નાહાર કેહેનાર એ તે કુંણ (૨)
હું છું વાહાલો વહાલો મારા બાપને નિપુંણ (૨)—જોયું

એટલામાં શીવો બોટવો ભરીને આવ્યો, અને તે પોતાની જગાએ બેઠો વીઠલ ત્યાં પાણીને વાસ્તે ગળામાં કાચકી બાઝવાથી પાણી પાણી કરી પોકાર પાડતો હતો વળી કહે તો હતો કે અહીંથી મારૂં ઘર દુર છે, અને અહીં મારી નાતનું ઘર નથી, અને પાણી વગર મારો જીવ જાય છે, વાસ્તે કોઈ પાણી પાઓ, અથવા મારે ઘેર લેવા જાઓ તો સારૂં, એમ કરી કહે છે,

---

૫

**વીઠલ**—અરે ભાઇઓ મારા પાણી કોઇ પાઓ, (૨)
નથી કોઇ મારા પાણી લેવા જાઓ (૨)અરે ભાઇઓ,

**શીવો**—શું છે ત્યા શું કહો સુનો ભાઇ, (૨)
વીઠુલને વીને એને શું છે અહીં, (૨) શું છે ત્યા,

---

એમ કહેતામાં બીજા છોકરા કહેવા લાગ્યા કે શીવા ભાઇ? પાણી વગર વીઠલનો જીવ ગભરાય છે, માટે જો પાણી મળે તો સા રૂ. તે સાંભળી શીવો એક દમ પોતાના ભોટવાને લેઈ આવી વીઠલને પાણી પાયું, પાણી પીધા પછી વીઠલ કહે છે,

૬

**વીઠુલ**—શાબાશ મિત્ર માહરા તેં આતે શું કર્યું. (૨)
નહોતો હું જાણતો તે આજ કામ તેં કર્યું (૨)—શાબાશ
**શીવો**—એમાં શું મિત્ર માહરા મેં કામ આ કર્યું (૨)
છતે જે હોય ચીજ તોતો એમાં શું સર્યું (૨) એમાં શું મિત્ર.

---

વીઠુલ હસી પડી હાથ જોડી બોલ્યો અરે મારા વહાલા મિત્ર? તને શાબાશ છે, મેં તને નુકશાન કર્યું હતું. છતાં તે ભુલી જઈ અ વગુણના બદલામાં ગુણ માની મારો જીવ બચાવ્યો જેથી હું તને ઘ- ણી શાબાશી આપું છું વળી હુ તારો ઓશીંગણ છું મારો કરેલો ગુન્નો માફ કરજે હવે હું તને કદી દુઃખ નહિં દઊં. તું આ પ્રમાણે વર્તવાનું મનમાં સારૂ માને છે જેથી પરમેશ્વર તારૂં ભલુજ કરશે, એમ કહી

૭

**વીઠલ**—પ્રિય ભુલ્યો તેની માગુ હું તો માફ માફ માફ, (૨]
મારા દિલમાં વસ્યો છુ તુંતો આપ આપ આપ આપ આપ (૨) પ્રિય,

---

**પ્રેક્ષકો**—શાબાશ છે શીવા? તારા ડાહ્યા સ્વભાવને ધન છે, કે તે અવગુણને બદલે ગુણ કરી વીઠુલનો જીવ બચાવ્યો તારા અવગુણ ઉપર ગુણ કરનાર થોડાજ છે, માટે ખાત્રીથી જણાય છે કે પરમે- શ્વર તારૂં ભલુંજ કરશે;—

## સાખી. ૮

| | |
|---|---|
| પ્રેક્ષક અને નિદુશક વગેરે. | ...ભલું થશે ભાઇ જગતમાં, અવગુણ પર ગુણ ચહાય; ...એલી તેનો નાથ થઇ, અંતે કરશેજ સહાય. |

---

સમાપ્ત.

# પાંચમી ચોપડી વાળા માટે નાટકનો ખેલ.

## પાંચમી ચોપડીનો પાઠ. ૧૦૪-૧૦૫ પાટવી કુંવર વિષે.

**પાત્રોમાં** } ...ન્યાયાધિશ. સીરેસ્તદાર. રાજકુમાર. રાજકુમારનો મિત્ર.
...જેકે ગુન્નેગાર છે તે. તથા રાજા. અને સિપાઇઓ. તથા

**સ્તુતી**......જોનાર વર્ગ વગેરે.

૧

**પાંચમીવાળા તમામ**......રાજી થવા પ્રભુ નમું;

વળી સદા પ્રિતે કહું

સાહે પ્રભુને રાખવા,

હે ભ્રાત સત્ય ભાખવા:

બને તે સત્ય ભાખજે

જરૂર સ્વાદ ચાખજે

મીઠાશમાં મઝા રહી

યથાર્થ વાત મેં કહી,

તકે તે દુઃખ કાપશે;

રાજી સદા એ રાખશે.

મનુષ્ય દેહમાં રહી,

બાઇ સુખો દુઃખો સહી

ઇન્સાફમાં અદલ હશે;

શાબાશી તે તો પામશે,

શ્રી પુર્ષ એ જો પાળશે;

જીવતોજ એ ગતિ જશે,...રાજી થવા

ન્યાયાધિશ સીરેસ્તદાર કચેરીમાં બેઠેલા હોવા જોઈએ ત્યાં ગુનેગારને રજુ કરવાથી ઇન્સાફ કરનાર ન્યાયાધિશે ગુંના બદલ એક વર્ષ ઉદ્યોગ શાળામાં ગુનેગાર ને મોકલવા ઠરાવ કર્યો તે સાંભળી

**રાજકુંમાર**—ઊભો થઈ કહે છે, ન્યાયાધીશ? એ મારો મિત્ર છે માટે માંરી ખાતર તેને આ વખતે છોડી મુકવો પડશે તમે ન્યાયાધીશ છો પણ હુંતો રાજકર્ત્તા છુ માટે મારૂ કહેલું લક્ષમાં લેવુ પડશે એમ કહી

૨

**રાજકુમાર**...અટકાવો (૩) સજા એ ભારે; નહિ થાય કામ આવારે.
નહિં નહિં (૩) રીત એ કંઈ સારી; કંઇ કામ કરો વિચારી.
છે મિત્ર ખરેખર મારો. એ પ્રાણ થકી છે પ્યારો;
મુજ તન થકી નહી ન્યારો, બસબસ અરે જન ખસ કરો નહિ કસ,
કહુ હું જ્યારે; નહિં થાય કામ આવારે.........અટકાવો (૩)

---

**ન્યાયાધીશ તે સાંભળી કહે છેઃ—**

અરે કુમાર? ન્યાયનું કામ તેતો નિર્મળ છે, માટે તેમાં કંઈ પણ પક્ષ ચાલશેજ નહિં. કારણ કે કાયદા એ રાજા પ્રજા બનેને લાગુ પડે છે, માટે બોલો નહિં, એમ કરી

૩

**ન્યાયાધિશ**—બ્યાજબી હું રીતથી કરૂં છું કામ રે (૨)
ચાલશે નહિંજ કાંઇ પક્ષ નામરે (૨) બ્યાજબી.
રાજપાટ આપના પિતા થકીજ છે (૨)
ન્યાય આપવો એ કામ મારૂં જરે (૨) બ્યાજબી,

---



**રાજકુમાર—**(રીસ ચઢાવીને) ઉભો થઇ ન્યાયાધિશને લપડાક ચોડી કહે છે, અરે ન્યાય વાળા? જોયા તને મારૂં કાંઇ પણ માન રાંખતો નથી એ તુ મારો પણ રાજા છે કે શું? એમ કહી.

૪

**રાજકુમાર—**કોના હુકમથી ન્યાય કરે અહિં આંઆરે, (૨)
કહ્યું મારૂં માને નહિ એ ગજુ તારૂં રે, (૨) કોના૦
જોયું જેવું કામ તારૂં અદાલત જોઇ તારી (૨)
જાજા ધનસાદ વાળા જોયો તને રે (૨) કોના હુકમથી,

---

**ન્યાયાધીશ—**હિંમત રાખી કહે છે, અરે કુમાર તમે તમારા પિતાની અદાલતનું, તેમજ રાજનું, અપમાન કર્યું માટે તમને પણ એક વર્ષની સખત કેદની સજા કરૂં છું, એમ કહી અરે સિપાઇ, એમ કહેતામાં સિપાઇ હાજર સાહેબ, કહી હાજર થાય છે, તેને ન્યાયાધિશ કહે છે. આ કુમારને એક વર્ષની કેદ કરવામાં આવી છે માટે તાકીદે કેદખાનામાં પોહોચાડો. ત્યાં સિપાઇઓ કુમારનો હાથ પકડયો;

૫

**ન્યાયાધીશ—**જોયા જોયા ઓ સરદાર લેઈ જાઓ તેનેરે (૨)
લેઈ જાઓ તમેરે લેઇ જાઓ તમેરે (૨) જોયા જોયા.
ન્યાય શાસ્ત્રનું જ્ઞાન નથી એ કરશે કેવું રાજ, (૨)
નેક બાપના ન્યાય તણાની પેઠ કરશે લાજ—જોયાજોયા

---

એ પ્રમાણે હુકમ સાંભળી સીપાઇ એક દમ રાજકુમારને પકડી કેદખાના તરફ લેઇ ચાલ્યા.

# પ્રવેશ ૨



કુમારના પિતા, રાજાશ્રીનું રાજ્ય સ્થળ, જેમાં રાજા બેઠા છે, ( કચેરી સાથે ) ત્યાં ન્યાયાધીશનો સીપાઇ કુંવરને સજા કર્યા બાબતનો પત્ર લાવી રાજાને આપે છે. તે વાંચી રાજા કુંવરની સજાની વાત જાણી ધીર્યતાથી જવાબમાં ન્યાયાધીશને ત્યાં બોલાવા સારૂ લખી પત્ર સિપાઇને આપ્યો. તે સિપાઇ જઇને ન્યાયાધીશને પત્ર આપે છે તે વાંચતાંજ ન્યાયાધિશ રાજાશ્રીની હજુરમાં ગયો ત્યાં સિપાઇની મારફત હુકમ માગી રાજા પાસે ગયો, ત્યાં રાજા સાહેબે તેને જોઇ તેનો હાથ ઝાલી વખાણ કરી કહ્યું.........

૬

**રાજા...** શાબાશ શાબાશ મારા પ્રાણ—શાબાશ તારા ન્યાય ખાતેરે.

ખુશી થયો તને જોઇ કંઇ જાણુ. શાબાશ.
જાંણ્યો નથી તારા વિષે મન ભેદ, શાબાશ.
તારા કામથી નથી મેં માન્યો ખેદ, શાબાશ.
કર્યું શાબાશીનું રાખી મારૂ માન; શાબાશ.
સજા દીધી સારી રાખી ધારો ધ્યાન. શાબાશ.
રાજા પ્રજાનું વિચાર્યું હિત્ત મંન; શાબાશ.
એથી જાણ્યો તને ડાહ્યો મુજ તંન. શાબાશ.
જોયું ન્યાય અદાલતી રૂડુ કામ. શાબાશ.
માટે ખુશ થઇ આપુ છુ ઇનામ. શાબાશ.
શોભા આપી મને રૂડુ કીધું કાજ; શાબાશ.
ન્યાય આવાથી વધારી મારી લાજ. શાબાશ.

એમ કહી ઇનામમાં રાજાએ પોતાના હાથની વીંટી કાઢીને આપી. અને તે બાબત લક્ષમાં લેઇ.

**ન્યાયા**—કે. મહારાજ? મેં આપના ન્યાઇ વિચાર પ્રમાણે ઈન્સાફ આપ્યો હતો ખરો. પરંન્તુ આપના તરફથી મને આવું ઉત્તેજન મળવા વિષે મને બીલકુલ આશા નહોતી, છતાં આપે; આ પ્રમાણે મારા કામની સારી બુજ જાંણી. એથી હું ઘણોજ આનંદ પામ્યો છું, અને હવે હું હમેશાં. નિડર પણે ન્યાય કરીશ. આપનો એક મોટો આભાર માનવા જેવો એ છે જે? આવા પ્રતાપી નેક રાજાના તાબામાં રહેવા પ્રભુ આશરો આપજ્યો. એમ કહી.

૭

**ન્યાયાધિશ**–આવા રાજા હોજ્યો, કૃપાધીશ ઉરમાં સુખ લહે;
અદલ ન્યાયે રીઝી, વડા પુત્રને પણ નવ ચહે,
પ્રતાપી એવા જે. અદલ ઇનસાફે સુખ ગણે.
નિડર થઈ ઇન્સાફે, ખરૂં બોલે તે દુઃખ હણે;

---

૮

પ્રેક્ષક વર્ગમાં તમામ........(ગરબો) રાહ પુંનમચાંદની ખીલી.

ઈનસાફમાં અદલ રેહેવું આપણે રે,
ડાહ્યાજન જેણે તો કરવો મન વિચાર;
જગમાં જીવન સાચું વાણી સાચી ભાખજોરે;...(ટેક.)
રૂડા પારસમણી મનુષ્યા દેહ છે રે,
તેમાં જૂઠો જાંણો પાષાંણોની તુલ્ય......જગમાં જીવન.

# છઠ્ઠી ચોપડીવાળા માટે નાટકનો ખેલ.

## છઠ્ઠી ચોપડીના પાઠ. ૮૧-૮૨-૮૩ નો

**પાત્રોમાં.** ...અંબુ. ભૂખણુ. તેઓના ત્રણ ચાર મિત્રો. મેહેતાજી રામશંકર
...બુઢા- ભાવીશંકર કાકા. દયાળ પટેલ. તથા વટેમાર્ગુ અને
...પ્રેક્ષક વર્ગ વગેરે.

**સ્તુતી.**......છઠ્ઠીવાળા તમામ.

૧

રાજી થઈ પ્રભુ નમું.
વળી સુ કામથી ગમું;
સાચો હરિ તું એક છે.
હે તાત દાદ છેક છે;
બહુ બહુ પ્રિતે કહું
પ્રિતી થવા ઉરે ચહું;
ન આશ કોની માહરે,
સીમા તે જોવી તાહરે;
પાળીશ તાત તું થઈ.
લજ્યા તો નાથજી રહી.
સાચો છે સાથ તાહરો;
હે નાથ હેલ માહરો,
બગાડથી બચાવજે.
કુઆશ સર્વ કાઢજે;
મહા મહા દુઃખો હરી.

આએક લાભ તો થશે,
શંકા રહેન લેશ તો;
કરૂંજ કામ એશ તો;
રજુ રહી પ્રભુ ધણી.
ભાવિકરીન દયો ધણી
પ્રભુ સબુધ્ધ આપજે
ત્રિવિધી તાપ કાપજે
વેગે હરી નમું નમું
દીના પતિ હું તો નમું.........રાજી થઇ પ્રભુ.

---

મેહેતાજી થઇ એક છોકરો સોટી લેઈ આવે, તેની સામે બીજો છોકરો બુઢ્ઢા મણીશંકર કાકાનો વેશ ધારણ કરનાર આવે. તે મેહેતાજીને પુછે.

**મણીશંકર કાકા**—સાહેબ? મારા અંબુની રીત ભાત શી ચાલે છે?

**મેહેતાજી**—અંબુ ભણવામાં ચપળ છે ખરો; પણ તેની જૂઠું બોલવાની ટેવ હજુ ગઈ નથી.

**મણીશંકર કાકા**—સાહેબ! એ ખોટી ટેવ હજુ નથી જતી એથી હું ઘણો દીલગિર છું. માટે કૃપા કરી એટલી એ ટેવ છોડાવો તો બહુ સારૂ.

**મેહેતાજી**—ઠીક છે. પણ એ વિષે તમારે એની વધારે કાળજી રાખવી.

**મણીશંકર કાકા**—બહુ સારૂ સાહેબ! ઘર આગળ તો હું તજવીજ રાખીશ. પણ આપ કૃપા રાખજો. એમ કહી એક બીજા નમસ્કાર કરી છુટા પડે છે. (હાથ તાલીને)

અંબુ, ભૂખણ તથા બીજા ત્રણ ચાર છોકરા, } બોર ખોળતા ખોળતા આવે છે. તેમાં અંબુએ ભૂખણને પૂછયું. ભાઇ? સારાં બોર ક્યાં હશે.

ભૂખણે જવાબ દીધો કે દયાળ પટેલના ખેતરમાં છે.

અંબુ—ચાલો ત્યારે આપણે ત્યાં જઇએ.

ભૂખણ—ના ભાઇ? પારકા ખેતરમાં હુંતો આવનાર નથી. દયાળ પટેલ વસમા છે, માટે જો તે જાણે તો માર ખાવો પડે માટે હુંતો નહિં આવું, એમ કહી પોતાના એક મિત્રને લેઈ પાછો વળ્યો.

---

૨

અંબુ......જોયું જોયું એ કેવો અદેખો ( ૨ )
મિત્ર મારા ચાલો ચાલો. ( ૨ )—જોયું જોયું.
એના મિત્રો......ચાલો ચાલોને એતો છે એવો, ( ૨ )
અંબુભાઈ એવો મારે એતે કેવો; ( ૨ ) ચાલો ચાલોને,

---

ત્યાંથી અંબુ સાથે સઘળા મિત્રો ચાલ્યા તે આગળ જઇ દયાળ પટેલના ખેતરમાં પેઠા ત્યાં અંબુ બોલ્યો.

૩

અંબુ......અરે મિત્ર મારા જુઓ ફુલવાડી.
તમે આવો તો આવીએ દાડી દાડી;
એના મિત્રો......ભલે બાત પ્યારા અમારી ન આડી;
તમે આવશો તો અમે તો અગાડી,

---

એવી વાતો કરે છે એટલામાં દયાળ પટેલ હાથમાં લાકડી લેઇ આવ્યા, તે જોઈ એક બીજા વાતો કરવા લાગ્યા. અરે ભાઈઓ ! જુઓ તો ખરા આ હાથમાં લાકડી લેઈ આવે છે એ દયાળ પટેલ તો નહિં હોય ! અલ્યા એતો એજ. એમ કહી ત્રણે જણ ત્રણ બાજુ નાઠા, તેમાં નાસતાં નાસતાં અંબુનું લુગડું ભરાઈ જવાથી દયાળ પટેલે એકદમ આવી તેને પકડ્યો

૪

**દયાળ...** ભલે આવ્યો તું તો ચોર મારે હાથ; ચોરીનો કરનાર તું તો રે.

હેર મારૂં ગયો તારો ક્યાં બા સાથ; ચોરીનો૦

આવ્યો ચોરી કરવા તું કેમ આજ. ચોરીનો૦

ખોઇ તારા બુઠ્ઠા કાકા તણી લાજ; ચોરીનો૦

---

૫

**અંબુ...** નથી આવ્યો ચોરી કરવાને કાજ. જવાદો મને નવ મારો રે.

ગાયો કાઢવાને આવ્યો તો હું આજ, જવાદો૦

હું તો જતો હતો ગાંધી કેરે ઘેર; જવાદો૦

દીઠી ગાયો જેથી બની આવી પેર; જવાદો૦

---

દયાળ પટેલ સમજુ અને વિચારવંત હોવાથી; અંબુને કહેવા લાગ્યા. અલ્યા ? ગાયોનાં પગલાં ક્યાં છે ચાલ્ય બતાવ ? એમ કહી હાથ ઝાલી ઝાંપા તરફ ચાલ્યા. ઝાંપા નજીક જઇ તપાસ કરી પણ પગલાં દીઠાં નહિં તેથી દયાળ પટેલ રીસ ચઢાવીને બોલ્યા. અરે લુચ્ચા; જૂઠું બોલ્યો?

૬

**દયાળ**...અલ્યા જૂઠા બોલા જૂઠું બોલ્યો આજ; થકી હું તને મારૂં ઝાઝોરે.
લૂચ્ચા જૂઠું બોલ્યો ઠગવાને કાજ, થકી હું૦
બસ બસ જૂઠો જોયો ખરે ખરો ખાસ; થકી હું૦
જૂઠું બોલ્યા થકી ખોટો થયો ભાસ; થકી હું૦



**અંબુ કહે**—અરે કાકા હું ભુલ્યો. તમારી બીકને લીધે જૂઠું તો બોલ્યો ખરો. પણ હવે કદી આવુ કામ નહિં કરૂં, માટે માફ કરો, ને મને જવાદો--

૭

**અંબુ**—ભુલ્યો કાકા મારા માફ કરો આજ; જવાદો હવે નહિં આવુંરે
હું તો છોરૂ અને તમે મારા તાજ; જવાદો.
દાદા દયા ધરી લાવો કાંઇ મહેર, જવાદો.
મેં કંઇ કીધો નથી ઝાઝો એવો કેર; જવાદો.



**દયાળ પટેલ**—(રીચ ચઢાવી) અરે ગધ્ધા? તું જુઠું બોલ્યો માટે તને આજ જવા દેનાર નથી. તારી માનો હરામખોર મારૂં; એમ કહી સાટીકાનો માર મારવા માંડયો, એવામાં રસ્તે જનાર એક માણસે તેને કાલાવાલા કરી છોડાયો. તે અંબુ ઘેર જતી વખતે બોલ્યો.

# પ્રવેશ ૨

૮

## સાખી.

**અંબુ**—જુઠું બોલી જે કદી, પરનું લેવા જાય,
માને નહિં માબાપનું, દશા મુજ સમ થાય,
માટે કહુ હું મુખથી, જુઠું તજજો ખાસ,
જુઠા નરને સુખની નવ કરવી કંઇ આશ

---

એમ બોલી ઢીલો પડી ઘેર ગયો ત્યાં તેના મણીશંકર કાકાએ તેનું ઉતરી ગએલું મોઢું જોઇને પુછયું; અલ્યા આજ કેમ તારૂ મોં કંકાસી જણાય છે.

**અંબુ**--કાંઇ નહિં દાદા, કશો કંકાસ નથી,

**મણીશકર**—ચુપ રહે ચુપ. હજુ આવી સજા પામ્યો છતાં ફરીથી જુઠું બોલે છે કે શું ? ખરી વાત હોય તે કહે નહિ તો હવે આજ હું તને સખત સજા કરવાનો છું,

**અંબુ**—( વિચાર કરીને ) પિતાજી? મારો કે જીવાડો પણ ( બન્યું હતુ તે ) આ પ્રમાણે બન્યું છે. માટે માફ કરો; એમ કહી માફ માગી પણ મણીશંકર માનતા નથી, તેથી

૯

**અંબુ**—પિતાજી વાત મારી આજ માનો સત્ય છેજરે, (૨)
સત્ય છેજરે પિતાજી સત્ય છેજરે (૨)—પિતાજી વાત,

બુરી સોબતમાં બુરાપણાનું (૨)
પામેલ આજ છુ ફળીજ હું (૨)- પિતાજી વાત

---

ચંબુ એ પ્રમાણે બોલ્યો. અને હાથ જોડી કહેવા લાગ્યો દાદા હવે તો હદ થઈ છે. હું કદી આવું નહી કરૂં, અને જૂઠું પણ કદી નહિ બોલું માટે આ વખતે જે બન્યુ છે તેની હું આપની પાસે માફ માગુ છું; એમ કહી તે બેસી જાય છે. પછી ડોસા મણીશકરે જે બુખણ નામનો ડાહ્યો છોકરો હતો તેને પુછી ખાત્રી કરી. તેથી એ વાત ખરી લાગી તેથી તે કહેવા લાગ્યા.

૧૦

**કાકા મણીશંકર વગેરે—**

નથી જગતમાં જુઠપણાને, જરા સુખ્ખ કે લાજ. (૨)
ભલે કરે કોઈ છેતરવાને જૂઠું બોલી કાજ (૨)
જુઠમાં આખર છે શળ...દુઃખ દેનારૂં એ મુળ...જુઠઆખર ધૂળનુંધૂળ
નથી જગતમાં જુઠપણાનું માની લીધું કુળ (૨)
માટે કહુ છુ હું આજ...જો મનથી જાણો કાજ...માનીલ્યોઆકહ્યુંઆજ
નથી જગતમાં જુઠપણાને જરા સુખ્ખ કે લાજ (૨)

---

૧૧

**ઉપર પ્રેક્ષકો—** ગરબો.

**રાહ ધરો મનમાં તો અરરર.**

જુઠું જગમાં તો જરરર, (૨)
જાણે છે ઠગ લોક ખરરર (૨)

સાચો છોડી દેશે એને સરરર (૨)

જૂઠ છોડો એતો દુઃખ અરરર (૨)રેક,જુઠું જગમાંતો

**સાખી.**

જુઠ જગમાં તો દુઃખ છે; સુખ મુળ છે સંતોષ.

હિત ચહી જો જાણુશો; તો નવ પામો દોષ.

પ્રાણી એવા મુરખ કેમ થઇએ: સહાય સાચા તણી રોજ લઇએ,

જૂઠ છોડી સાચા સગુણ ગાઇએ...રેક, જૂઠું જગમાંતો.

**સાખી,**

જૂઠો જગમાં ભાર છે, ભલે ફરે એ પ્રેત,

જૂઠ સંગત નવ કો કરો, સંગે થશો ફજેત;

માટે જૂઠાને મન થકી ટાળવો વહાલા મિત્રને પણ એથી ખાળવો,

પાપી ચંડાળ એને ન ભાળવો...રેક, જૂઠ જગમાંતો,

---

**સમાપ્ત.**

# સાતમી ચોપડીવાળા માટે નાટકનો ખેલ.



## સાતમી ચોપડીના પાઠ ૧૦૭ નો.

પાત્રોમાં. } ...સૂર, ચંદ્ર, બાપાલાલ, પ્રાણજીવન, તેનો મોટો ભાઇ,
...પ્રેક્ષક. અને જોનાર વર્ગ વિગેરે.

**સ્તુતી**......સાતમીવાળા તમામ

૧

ઓ નાથ બાળકો નમે,
ઇચ્છીને હિત આ સમે;
સહાયતા થવા ચહે,
કુચાશ કઢવા કહે,
વાગે જે ઠોકરો ઘણી;
યશો નથીજ તે તણી,
દેખાય ધૈર્ય શા વડે,
મેં જોયું તો અતિ નડે
નથી કો બેલ માહરી,
સાચી છે આશ તાહરી.
હે નાથ લાજ રાખજે
બગાડથી બચાવજે,

આળો આ પાઠ વિનવે;
હાજર છે સ્વામી તે કહે.
દૂરે રહેલું દૂર્ગુણે;
રજુ થશે પ્રભુ સુણે.........શ્રી નાથ.

---

નિશાળની પરીક્ષા થવાથી સૂર, અને ચંદ્ર નામના છોકરા હરખાતા હરખાતા ઈનામની ચોપડીઓ હાથમાં લેઇ આવે છે. ત્યાં

૨

સૂર...આજે આનંદ આનંદ આનંદ જોયો,
ઉત્તમ વહાલા આજ. ( ૨ )
મેહેનતનું ફળ મેળવ્યું પ્રિતે,
પાસ થયા ભાઈ આજ. ( ૨ )
સાહેબજીને પાયે લાગો;
વધારી આપણી લાજ, ( ૨ ) રે; આજે આનંદ.

---

૩

ચંદ્ર...હે મિત્ર વહાલા કામથી આ લાભતો મળ્યો. ( ૨ )
વિચારો એમાં પ્રિતથી શું સાર નીકળ્યો; ( ૨ ) હે મિત્ર.

---

સૂર...કેમ વારૂ ભાઈ? સાર એતે શું વારૂ ?
ચંદ્ર...મારા વહાલા મિત્ર ? તું ના સમજ્યો, આપણી મેહેનત અને સારી સોબત, તેનું આ ફળ મળ્યું છે. બીજા ઠોઠને કેમ ના મળ્યું ?

સુર...(હાથ ઝાલીને) બરાબર; આપ જે કહો છો, તેજ ખરૂં છે. એમ કરી તેઓ ચાલ્યા.

પ્રાણજીવન અને બાપાલાલ નામના છોકરા. નાપાસ થએલા તે પાછળથી ઢીલા મોંઢે નીકળ્યા, તેઓ કહે છે.

૪

**બાપાલાલ....**આજ હાવે હુંતો નવ ફાવીઓ (૨)
જેથી નાપાસ થઇને હુ આવીઓ (૨) આજ હાવે.
થયો જેથી હું નાપાસ,
જાણી લેજે તુંતે ખાસ. (૨)
વહાલા એવો વખત નવ આવીઓ, (૨) આજ હાવે.

---

૫

**પ્રાણજીવન...**જોયું જોયું તારૂં કામ,
એમાં શી પહોચાડી હામ. (૨)
બોલ્યા સાહેબજી તેને ના ફાવીઓ. (૨)
એમાં વખત તારો લ્યા શું નાવીઓ; (૨)

---

**બાપાલાલ...**કેમ મિત્ર ! સાહેબજી શું બોલ્યા હતા વારૂ?

**પ્રાણજીવન...**વહાલા મિત્ર? ભૂલી ગયો કે શું? આપણને એવું કહ્યું હતું કે તમે નઠારા છો, માટે તમે બીજા છોકરાઓને પણ ખરાબ કરશો, એમ કહેલું. તે વારૂ આપણ બીજાને શી રીતે ખરાબ કરીશું?

**બાપાલાલ**...લે ચાલ્ય, એ વાત તારા મોટા ભાઇને પૂછીએ. તે આપણને સઘળું કહેશે. એમ કરી આગળ જઈ મોટા ભાઇને પુછ્યું તો,

**મોટો ભાઇ**...જેવી સોબત તેવી અસર. માટે સાહેબનું કહેવું તો એજ થયું હશે કે. તમે ભણ્યા નહિં અને ઠોઠ રહ્યા માટે તમારી જે સોબત કરે તે પણ તમારા જેવાજ થાય, એ વાત ખરી છે. ખોટી નથી. જુઓ કે ગધેડાની જોડે ઘોડાને વસવું પડે. તો ભુકે નહિ, પણ આળોટતાં શીખે ખરૂં. માટે એ વાત સાહેબજીએ ખરીજ કહેલી છે.

## ( પ્રવેશ. ૨ )

૬

**પ્રાણજીવન**...અરે ભાઇ મારા તમે મને આમ; બતાવો કેમ આવું આવું રે,

અમે બુદ્ધિવાળા થાવા કરશું કામ; બતાવો.
છોડી આળસને ભણીશું તમામ; બતાવો.
પછી સંભારશો ફરીને આ ઠામ; બતાવો.
નવ ભણ્યા થકી અમે રહ્યા ઠોઠ; બતાવો.
જેથી સાહેબે પણ કાઢી એવી ખોડ; બતાવો.
ગણ્યા ગદ્ધા સમ અમને સુજાણ; બતાવો,
વાગે વજ્ર સમ વચનોનાં બાણ; બતાવો.

**મોટાભાઇ**—(ખુશી થઇને) તમને આટલુંજ કહેતમાં જ્યારે મનને આવો ખેદ થાય છે, ત્યારે હું ધારૂં છું કે, તમો આવતી સાલ જરૂર સારાજ નીવડસો, અને પાસ થઇ તમારી ખંત પૂરી પાડશો, પરન્તુ તમે બને ભ્રાતો મારી સાથે ચાલો. હું મારે સાસરે જવાનો છું. તે સાંભળી.

**પ્રાણજીવન અને બાપાલાલ.** } ભાઇ? તમારે જવું હોય તો જાઓ અમારે તો ક્યાંઇ આવવું નથી. એમ કરી કહે છે.

૭

**બાપાલાલ અને પ્રાણજીવન**—

અરે ભ્રાત મોટા ન દોષો વિચારો, ( ૨ )
ભલે મૂર્ખ ખોટા અમોને તો ધારો; ( ૨ )
રહીશું સદા શુભ સંગે વિચારી, ( ૨ )
કહેશો શું મારા પછી ભ્રાત ભારી; ( ૨ )

---

૮

**મોટાભાઇ**.. અરે બંન્ધુઓ વાત જાણો છો ઝાઝી, ( ૨ )
નથી આજ હુંતો થયો બહુજ રાજી; ( ૨ )
તમે સત્ય વાતે ફરો ભ્રાત જ્યારે; ( ૨ )
ખુશી હું ન થાઉં પછી કેમ ત્યારે; ( ૨ )

**બાપુલાલ**—મોટાભાઇ ! અમે નઠારી સોબતમાં રહ્યા; જેથી અમારી ધારણા પાર પડી નથી, પરન્તુ હવે અમારે સારી સોબત કરી ભણવાનો વિચાર જારી રાખવાનો છે.

**મોટા ભાઇ**—શાબાશ ? મારા ભાઇઓ ? વધારે સારૂ; એથી હું કાંઇજ સમજતો નથી, તમે સુધરશો, એથી હું ઘણોજ આનંદ પામીશ. પરન્તુ હવે આ બાબત તમે વધારે અફસોસ કરશો નહિં. કારણ કે માણસ માત્ર નઠારી સોબત કરવાથી નગારાં ફળ પામે છે. માટે તે વાત તમે બંધ કીધી; જેથી તમારૂ ભલુંજ થશે. તે સાંભળી.

**બાપાલાલ પ્રાણલાલ અને બીજો પ્રેક્ષક વર્ગ વગેરે** } ૯ **ગરબો.** રાહ, વટ સાવિત્રીનો.

સૌ દુર્જન કેરી પ્રિત ને પર હરજ્યોરે,
મન પરણી જોતાં રીત શિખ ઉર ધરજ્યોરે... (ટેક)
દુર્જનની સાથે કામ વિચારી કરવું રે;
સંગત કરતાં એ નીચ થકી બહુ ડરવું રે,
દેખા દેખી ન કરવી જરાએ;
સમજીને ચાલે સુજન ખરાએ,
જેણે નિતીની રીતીયો જાણીરે;
ધંન્ય તેની સુવાણી,

## સાખી

હરીજનના દુર્ગુણથી, સદા રહેવું દૂર,
પાપી જન એ જાણવા, કૃત્ય કરે બહુ કૃર... સૈ!,
માટે સમજી એ નીચને નવ શેવોરે;
જે શેવે એવો સંગ તે નર એવોરે;
સાચાની સંગતમાં સુખ જાણી.
સત્ય ઉચ્ચારો સદા શુભ વાણી;
સ્વામી શેવકની શિખ માનીરે,
મનની મુકી દીવાની ......................સૈ.





# જાહેર ખબર.

ગ્રાહક મંડળ સર્વેને વિનંતિ કે—નીચે જણાવેલાં નં પુસ્તકો મારા તરફથી છપી બહાર પાડેલાં છે. માટે જોઈએ તો નીચેના શિરનામે મંગાવી લેવા તજવીજ કરશો.

ઈશ્વર ભક્ત મંડળ માટે બોધિક ગાયન સંગ્રહ... ૦—૨—
પવિત્ર શ્રી ઈશ્વર સ્તવનાવળી. ... ... ૦—૨—
શિવ સ્તવનાવળી... ... ... ... ૦—૨—
ભક્ત હિત સાગર... ... ... ... ૦—૨—
સતી રૂપાવતી નાટકનાં ગાયનો.... ... ૦—૨—૦
સતી પ્રભાવતી નાટકનાં ગાયનો... ... ૦—૨—૦
ચંદ્ર ચંદ્રાવતી નાટકનાં ગાયનો... ... ૦—૨—૦
રૂઠી વિલાપ સંવત ૧૯૫૬ની સાલનો ... ૦—૦—૬
કૃષ્ણ બાળ ચરિત્ર... ... ૦—૨—૦
કૃષ્ણ બાળ લીલા... ... ૦—૨—૦
વૈરાગ્ય મણી ( છપાય છે )... ... ૧—૪—૦
સતી સીતા અને રામ વિયોગના નાટકનાં ગાયનો ૦—૨—૦
વિદ્યાર્થીઓનાં પ્રથમથી સાતમે ધોરણ સુધીનાં નાટક... ૦—૪—૦
શ્રી ચરિત્ર સંવાદ... ... ૦—૪—૦
શ્રી નિતિ ધર્મ દર્શક ગરબાવળી... ... ૦—૨—૦

ગ્રંથ કર્તા.

**જગીરદાર. વાઘભારથી જીવાભારથી, સ્વામી.**

નિવાસી, મોજે ઓગણજ, તાલુકે દસક્રોઈ.